# પાઠ ૬૨ મો

## ગુજરાતીમાં લખો



# પાઠ ૬૩ મો

## સંકેત લિપિમાં લખો

૧. જેઠ માસના તડકામાં પણ કુવાનું પાણી ઠંડું હોય છે.
૨. મેં વનમાં ચાર ચિત્તા અને આઠ રીંછ જોયા.
૩. આ વર્ષે ઘઉં, ચણા અને મગ ખૂબ જ સસ્તાં છે.
૪. રામના હાથમાં એક ચાંદીનો નાનો લોટો હતો.
૫. રામ અને હરિ શનિ તથા રવિવારે રજા ઉપર હતા.
૬. મારા ઘરે દશ ઘોડા અને આઠ હાથી છે.
૭. મારા ઘરની પાસે લીંબડો હોવાથી ઠંડી હવા આવે છે.
૮. તેના માતા અને પિતા બન્ને કાશીની યાત્રાએ ગયાં છે.
૯. પોષ તથા માહ માસમાં પાણીનું હિમ બની જાય છે.
૧૦. મારા બાગમાં દશ વૃક્ષ આંબાનાં તથા આઠ દ્રાક્ષની વેલ છે.
૧૧. તેની પાસે એક કોટ, એક ધોતીયું તથા એક ટોપી હતી.
૧૨. સોનું, ચાંદી, તાંબુ તથા લોઢાની અહીં એક ખાણ છે.
૧૩. અહીંના લોકોની બોલ-ચાલ હિન્દી ભાષામાં થાય છે.
૧૪. મારા હાથમાં હીરા, મોતી, પન્ના તથા માણેકની માળા છે.
૧૫. સવાર સાંજ કસરત કરી શરીરની રક્ષા કરો.

# પાઠ ૬૪ મો

## સંકેત લિપિમાં લખો

| | | | | |
|---|---|---|---|---|
| બચાવવું | બનાવવું | શરમાવું | લટકવું | લડાવવું |
| સજાવવું | બતાવવું | સમારવું | ભોગવવું | મેળવવું |
| ભરડવું | પ્રકાશવું | વરસવું | વિહારવું | ઉજડવું |
| બિરાજવું | સમર | ઉધારવું | અરથવું | વર્ણવું |
| ભજવું | કરવું | શોભવું | સેવવું | મળવું |
| લડવું | બોલવું | ભરવું | ભમવું | દળવું |
| થયેલું | ગયેલું | તોડવું | ભાગવું | ભાજવું |
| પડવું | આવવું | મથવું | માપવું | મીંચવું |
| મટવું | મેલવું | મૂકવું | મોલવું | રક્ષવું |
| રટવું | બેલવું | રમવું | વસવું | રડવું |
| રહેવું | વસવું | ઠરવું | રંગવું | રમવું |
| શોભવું | રિઝાવું | ભરાવું | રિસાવું | ઢોળવું |
| રોકવું | ખિજવું | ચિડાવું | નાચવું | નમવું |
| લાજવું | લેખવું | વણવું | લાંઘવું | તજવું |
| શોધવું | સીંચવું | જોડવું | વેડવું | વાધવું |
| ઊંઘવું | હોળવું | મૂકવું | ડગવું | ભણેલું |

# પાઠ ૬૫ મો

## ગુજરાતી લિપિમાં લખો



# પાઠ ૬૬ મો

## સંકેત લિપિમાં લખો

| | | | | | |
|---|---|---|---|---|---|
| આદમી | કન્યા | ગજેંદ્ર | હકીમ | લુહાર | વકીલ |
| લેખક | વણિક | વિધવા | શિક્ષક | શિષ્ય | ગુણજ્ઞ |
| શ્રમણ | ગૌતમ | ભગિની | ઓલાદ | જનતા | ચંડાલ |
| પુરુષ | ગણેશ | સિપાહી | ફકીર | ભત્રીજો | ડોકરી |
| ભરત | માનુષ | યૌવન | યુરોપ | કોંગ્રેસ | દેહાંત |
| કેવલી | ખેલાડી | અતિથિ | ઓરત | ઋષભ | ખાવિંદ |
| જનક | એલચી | અછૂત | ઇસાઈ | રૈયત | નીતિજ્ઞ |
| કામાંધ | આસામી | વડીલ | દીવાન | યુવક | ધર્મજ્ઞ |
| ઉદર | ઝવેરી | દેવતા | નાયબ | શરીર | ન્યાયી |
| શ્રીયુત | નાયક | દ્રાવિડ | પ્રધાન | જનની | ફિરંગી |
| મેધાવી | મોલવી | પંજાબ | નેપાલ | યૂનાની | મેવાડ |
| મકાન | મુંબઈ | ઈટાલી | ભંડારી | વરાડ | જેપુર |
| ટરકી | કરાંચી | સ્પેન | સીકર | સૌરાષ્ટ્ર | લંડન |
| બિહાર | સુરત | બ્રિટન | જાપાન | ઈટાવા | વર્ધા |
| ચિતોડ | મીરોલી | નેપાલ | ભૂતાન | મેરઠ | કાબુલ |
| બંગાલ | ઈંદોર | સેલમ | મૈસૂર | કનોજ | જર્મન |

# પાઠ ૬૭ મો

## ગુજરાતી લિપિમાં લખો



# પાઠ ૬૮ મો

## સંકેત લિપિમાં લખો

| | | | | |
|---|---|---|---|---|
| સંકટ | અવાય | ટપાલ | વિનાશ | ગલતી |
| આગ્રહ | ગૌરવ | દુર્ગંધ | ઉદાર | પ્રમાદ |
| દુર્લભ | ઠંડક | બીમાર | વિયોગ | પ્રાર્થના |
| પ્રલય | પ્રચંડ | આસ્થા | દોલત | ચરિત્ર |
| વિરહ | પ્રૌઢતા | વ્યાજ | ગ્લાનિ | ઉપાધિ |
| ફિકર | ઈલાજ | સંકોચ | જખમ | સહન |
| કુશલ | દર્શન | કચરો | ધારણ | તર્જન |
| સંતોષ | બેકારી | ઉદ્દંડ | નજર | દૂષણ |
| ઉમંગ | આજારી | લાચાર | સંભોગ | વિનય |
| વિકટ | શીતલ | દ્વેષિત | તપાશ | બુભુક્ષા |
| નિરાશ | જ્વાલા | વૈભવ | નિપુણ | યોજના |
| ચરબી | ગલતી | જટિલ | નારાજ | મુક્તિ |
| દુઃખિત | બેહોશી | ચતુર | શરમ | ભૂષણ |
| સવાર | માંદગી | નિભાવ | પતન | નિષેધ |
| ધિક્કાર | પ્રણાલી | મધુર | ધ્યાન | પ્રચુર |
| નિશાન | ભરમ | મનન | આયાસ | ઉદય |

# પાઠ ૬૯ મો

## ગુજરાતી લિપિમાં લખો



# પાઠ ૭૦ મો

## સંકેત લિપિમાં લખો

| કટક | સમુદ્ર | રસીદ | ગગન | લંગોટી |
|---|---|---|---|---|
| રૂપિયો | અટવી | કપાસ | સમાધિ | વસુધા |
| ગૌચર | ધનુષ | નક્ષત્ર | રંગોળી | નગદી |
| તળાવ | પગાર | ફણુસ | ગંધક | અટારી |
| બગીચો | રાજ્ય | કપોત | નગર | માફક |
| મિશ્રિત | ફરાળ | બટન | ભગત | પત્રિકા |
| રાવત | બૃહત | નિભાવ | ગાગર | તરુણ |
| તપેલું | વિગત | દુકાન | કૃપણ | ફાજલ |
| તર્જન | ખગોલ | કચેરી | પહાડ | જકાત |
| નિગાહ | ગામડી | અખિલ | ચનોડી | નિમિત્ત |
| ચમેલી | આસાન | નમાઝ | ખેચર | વિશેષ |
| ઔષધ | રાવત | અખૂટ | ઉરગ | ખંજર |
| અચલ | ચંદન | ઈનામ | સંગ્રહ | ગ્રીષ્મ |
| તરંગ | વ્યાયામ | ઊદર | અભ્રક | ઓજાર |
| ઍંજિન | અંગ્રેજ | શપથ | ગવાર | અમૃત |
| ટપાલ | આમિષ | આગમ | અમૃત | વિજય |

# પાઠ ૭૧ મો

## ગુજરાતી લિપિમાં લખો



# પાઠ ૭૨ મો

## સંકેત લિપિમાં લખો

| | | | | |
|---|---|---|---|---|
| અક્ષય | એકતા | કટુતા | રિવાજ | લક્ષણ |
| વઝીફે | વિદેશી | શિથિલ | ગોબર | શરમ |
| વિનય | ગૌચર | કદર | ઘોષણા | વિહાર |
| જવાબ | ઠરાવ | તથાપિ | નજીક | ધ્વનિ |
| નિપાત | પ્રમાદ | અખંડ | કઠોર | લબ્ધિ |
| અજય | નિવૃત્ત | ગૌરવ | નિરાશ | પૌર્ણિમા |
| બહાર | લાયક | ફક્ત | બાબત | કદમ |
| અનેક | પ્રાર્થના | જરૂરી | વચન | વિનોદ |
| વિવિધ | ડાયરી | પ્રાચીન | અજ્ઞાન | વિવાદ |
| ગ્લાનિ | અતિથી | કદાપી | તમામ | ફરજ |
| ભાષણ | ખરાબ | માલૂમ | અથવા | ચટાઈ |
| અંદાજ | મુક્તિ | અનેરું | વકીલ | તર્જન |
| યદ્યપિ | વાનગી | વખત | અસીલ | મુખ્ય |
| આબાદ | ઉદય | ખુશાલી | આદત | ખલાસ |
| ઉઠાવ | આદેશ | આધાર | આરામ | તલ્લીન |
| ખ્યાલ | ઉત્તર | ચાવલ | ઉભય | અભય |

# પાઠ ૭૩ મો

## ગુજરાતી લિપિમાં લખો



# પાઠ ૭૪ મો

## સંકેત લિપિમાં લખો

૧. આપણા દેશનું રક્ષણ આપણા હાથમાં જ રહેલું છે.
૨. ભારત દેશની વસતી લગભગ પાંત્રીસ કરોડ છે.
૩. મુંબઈ બંદર અરબી સાગરના નજીક કિનારે આવેલું છે.
૪. અમારી કાપડની દુકાન આગરાના ઝવેરી બજારમાં છે.
૫. અમોએ જમના નદીના કિનારે ઘણા જ મોટા કાચબાઓ જોયા.
૬. વિદ્યાર્થી ભાઈઓએ લડાઈ–ઝગડા કરવા ન જોઈએ.
૭. શિશિર તેમજ હેમંત ઋતુમાં શરદી વધારે પડે છે.
૮. અમારી શિક્ષણ–સમિતિના તમામ સભ્યો અહીં વિચાર કરે છે.
૯. નગર તથા તળાવની વચ્ચે એક સુંદર બગીચો છે.
૧૦. અમારી નિશાળના પુસ્તકો આ શહેરમાં કઈ જગ્યાએ મળે છે?
૧૧. તેના ટેબલના ખાનામાં અઢાર પેન્સીલ તથા પંદર કલમ છે.
૧૨. પ્રાચીન સમયમાં યુરોપ દેશમાં રોમન રાજ્યનો ખૂબ પ્રભાવ હતો.
૧૩. રમેશ પોતાના મકાનનું ભાડું દર વર્ષે કેટલું આપે છે ?
૧૪. લેખકે પોતાના પુસ્તકની ભૂમિકા ખૂબ જ દક્ષતાપૂર્વક લખી છે.
૧૫. બિહારના ભૂકંપે ભારતની ગરીબ જનતાને અધિક ગરીબ બનાવી દીધી.

# પાઠ ૭૫ મો

## ગુજરાતી લિપિમાં લખો



# પાઠ ૭૬ મો

## સંકેત લિપિમાં લખો

૧. સુંદર વચન બોલવાને કારણે પોપટને પાંજરામાં પૂરવામાં આવે છે.

૨. પુસ્તકોના પઠન–પાઠનથી બુદ્ધિનો ઘણો વિકાસ થાય છે.

૩. તેમની દુકાને પ્રત્યેક વિષયની ફાઈલ જુદી જુદી રાખવામાં આવે છે.

૪. તેમનો હિસાબ જુની ખાતાવહીમાંથી ઊતારીને મોકલી આપો.

૫. પોતાના હાથે બનાવવામાં આવેલું ભોજન ઘણું જ સ્વાદિષ્ટ લાગે છે.

૬. તેમણે પોતાના જીવનમાં અનેક સ્થળોએ ભ્રમણ કર્યું હતું.

૭. ભારતમાં મોગલ રાજ્યના જમાનામાં યુરોપથી લોકો પહેલી વાર આવ્યા.

૮. બજારમાં જાઓ તો થોડા દાડમ, નારંગી, સંતરા તથા દ્રાક્ષ લેતા આવજો.

૯. શારદા કાયદાને કારણે ચૌદ વર્ષથી ઓછી ઊંમરની છોકરીનો વિવાહ થઈ શકતો નથી.

૧૦. સંકટના સમયે પ્રત્યેક મનુષ્ય પોતાના ઈષ્ટદેવને યાદ કરે છે.

૧૧. ભોજન પચાવવાના ચૂરણની એક બાટલીની કીંમત બાર આના છે.

૧૨. લેખક, સમાજમાં સદ્‌વિચારોનો પ્રચાર કરવાનો પ્રયત્ન કરે છે.

૧૩. તમે પોલીસીથી અથવા એજન્ટ બનીને કંપનીનો લાભ લઈ શકો છો.

૧૪. પ્રધાનનું ધ્યાન શાસનનો સુધાર કરવા તરફ હોવું જોઈએ.

૧૫. સત્ય બોલનાર મનુષ્યનો સર્વત્ર વિજય થાય છે.

# પાઠ ૭૭ મો

## ગુજરાતી લિપિમાં લખો



# પાઠ ૭૮ મો

## સંકેત લિપિમાં લખો

૧. તમારા ખમીસમાં કેટલા બટન લાગેલા છે ?
૨. ગુલાબનાં પુષ્પોની સુગંધ ભ્રમરો લઈ રહ્યા છે.
૩. પ્રત્યેક મનુષ્યે સદૈવ ઉત્તમ ભાવના ભાવવી જોઈએ.
૪. સત્ય કથન ઉપર ધ્યાન આપવું એ હરેક મનુષ્યની ફરજ છે.
૫. આજ રાત્રે શીતલ મંદ સુગંધ પવન ચાલતો હતો.
૬. રોજ સવારે ફરવું અતિ લાભદાયક છે.
૭. બિહારમાં ચોખાની સેંકડો મીલો સ્થાપવામાં આવેલ છે.
૮. રમેશ પોતાનું રેકેટ લઈ કાલેજમાં ટેનીસ રમવા જાય છે.
૯. મોહને પોતાના જીવનનું ધ્યેય ઉચ્ચ અને આદર્શ બનાવ્યું છે.
૧૦. યાત્રામાં કુક્કર દ્વારા ભોજન બનાવવું સરળ તેમજ લાભપ્રદ છે.
૧૧. અંગદ લડાઈમાં જવા પહેલાં રાવણની સમીપ ગયો.
૧૨. આળસુ માણસ પોતાના જીવનને સફળ બનાવી શકતો નથી.
૧૩. વૈદેહીનું હરણ, રાવણને માટે મરણનું કારણ બની ગયું.
૧૪. વાદળાંની ગર્જના, વિજળીની ચમક તથા પ્રગાઢ અંધકાર ભયંકર જણાતાં હતાં.
૧૫. ચારિત્ર આત્માનું ભૂષણ છે. માટે ચારિત્રની રક્ષા કરવી જોઇએ.

# પાઠ ૭૯ મો

## ગુજરાતી લિપિમાં લખો



# પાઠ ૮૦ મો

## સંકેત લિપિમાં લખો

| | | | | |
|---|---|---|---|---|
| અદ્ભુત | ઇશ્વર | કઠિનતા | ચિત્રકૂટ | હોશિયાર |
| ગુજરાત | લશ્કર | વકીલાત | રામાયણ | વિનિમય |
| વનવાસ | હકીકત | સંસ્કાર | ખજાનચી | છાત્રાલય |
| જ્યોતિષ | કલ્પિત | તદબીર | જવાહિર | તકરાર |
| શિકાયત | દાનવીર | નાગરિક | સમ્મેલન | ચપરાસી |
| નિરાધાર | પરાધીન | હાનિકર | ઇન્સાન | ગફલત |
| નિશ્ચય | જ્વલંત | ખાસિયત | વિજ્ઞાપન | સગારતા |
| અનુગામી | પ્રતિપક્ષી | દિનરાત | વિભૂષિત | તપસ્વી |
| પંચાયત | ગુરુકુલ | શૂરવીર | ગણધર | ચોવિહાર |
| પ્રતિષ્ઠા | પ્રવચન | ફુટબોલ | અધીનતા | ધનવાન |
| નિમંત્રિત | બજરંગ | ગફલત | બ્રાહ્મણ | ભૂતકાલ |
| અનુપમ | પ્રત્યક્ષ | ભરતાર | માનસિક | દુરાચાર |
| દુરસ્ત | યથોચિત | તલવાર | આજીવન | રચયિતા |
| દુરાગ્રહ | મધ્યમ | બુધવાર | ભયાનક | દેવલોક |
| મુશ્કેલ | અન્યાય | તફાવત | પરમાણુ | બેપરવા |
| મેળવણી | રણધીર | પટવારી | સંચાલક | પુનરપિ |

# પાઠ ૮૧ મો

## ગુજરાતીમાં લખો



# પાઠ ૮૨ મો

## સંકેત લિપિમાં લખો

| | | | | |
|---|---|---|---|---|
| ક્ષમાવાન | ગૃહસ્થ | લખાવટ | વસ્તુતઃ | દેવલોક |
| નેકનામી | પરેશાન | એકસૂર | વીતરાગ | હરિજન |
| પ્રતિનિધિ | ખટપટ | દાળભાત | માનસિક | ભયંકર |
| દાક્ષિણ્ય | પ્રવાહિત | ભરપૂર | ગભરાટ | જનપદ |
| ફોજદારી | ઘનઘોર | દેશાટન | તસવીર | મારવાડ |
| મજહબ | પરિણામ | ખાનદાન | સમુદાય | ગણપત |
| તજવીજ | સ્વદેશી | જમાદાર | મતલબ | નાસ્તિક |
| જઘન્ય | આલોચન | વિવરણ | ગરદન | મિલકત |
| હિમાલય | ભગવાન | ગુણવત | મુસાફરી | રજપૂત |
| આક્રમણ | પારસલ | ખાસિયત | આસ્તિક | વ્યાપાર |
| દલવાડી | ડાકટર | જૈનાગમ | ઉત્સાહ | સાહિત્ય |
| પુરુષાર્થ | અશક્ય | અનાયાસ | કારીગર | વિશેષણ |
| ફેરફાર | પરસ્પર | કેળવણી | મનસ્વી | સહકાર |
| ખિદમત | ઇંગ્લિશ | અધિકાર | પરિષદ | પ્રયોજન |
| નિયમિત | સંકલ્પ | વિશેષતા | પૂર્વજ | અધ્યાપક |
| તનમન | આગેવાન | અંગીકાર | જગવાન | ચૂડામણી |

# પાઠ ૮૩ મો

## સંકેત લિપિમાં લખો

| | | | | |
|---|---|---|---|---|
| રાજધાની | ધાર્મિક | કર્મવાદ | વરદાન | તરકારી |
| શરુઆત | દુર્યોધન | ખિલાફત | શૂરવીર | દિલગિર |
| અત્યાર | દાર્શનિક | ગજાનન | તપશીલ | ધાર્મિક |
| વફાદાર | દષ્ટિપાત | ગુજરાતી | દયાનિધિ | નટખટ |
| ખુશામત | પારિતોષિક | ગુરુવાર | વસૂલાત | દુષ્ટતા |
| સદાચાર | પુણ્યવાન | ભગીરથ | સમર્થન | પક્ષપાત |
| તટસ્થ | બહિષ્કાર | ભયાનક | ડોળદાર | બાલબોધ |
| ઉપદ્રવ | માજિસ્ટ્રેટ | વજ્રપાત | વિકસિત | નાલાયક |
| રોજગાર | યાદગીરી | સિફારસ | સોમવાર | બેપરવા |
| ગંભીરતા | વિદ્યાર્થી | સર્વથા | હંસરાજ | મોજમજા |
| નિરીક્ષણ | વર્તમાન | વિદ્યાલય | તપોવન | રઘુપતિ |
| માનનીય | સત્યાગ્રહ | દામોદર | દુશ્મન | નીતિમાન |
| સાધારણ | વિદ્યમાન | નરપતિ | પકવાન | મધ્યમ |
| રવિવાર | રાષ્ટ્રભાષા | પરનાર | નામઠામ | યદ્યપિ |
| પ્રસ્તાવ | કર્તવ્ય | ભયંકર | મેઘરાજ | ભારરૂપ |
| મજબૂત | શ્વેતાંબર | કોંગ્રેસ | લોકનાયક | મહાવીર |

# પાઠ ૮૫ મો

## સંકેત લિપિમાં લખો

૧. ચાણાક્ય રાજનીતિનો ધુરંધર વિદ્વાન્ હતો.

૨. અકબર, શાહજહાં તથા જહાંગીર મોગલ બાદશાહ હતા.

૩. બીકાનેરના મહારાજા ફેબ્રુઆરીમાં યુરોપ ગયા હતા.

૪. પાઠશાલાની સ્થાપના વખતે મોટો ઉત્સવ ઊજવવામાં આવ્યો.

૫. આ મહેલના ભોંયરામાં અનેક સુરક્ષિત તિજોરીઓ છે.

૬. સભ્યોએ અત્યન્ત પ્રસન્નતાપૂર્વક સભાપતિનું સ્વાગત કર્યું.

૭. અમેરિકાના પુરાતન નિવાસીઓનો ઇતિહાસ મળતો નથી.

૮. સ્થાનીય ચેમ્બરના અધ્યક્ષ સરકારી પ્રસ્તાવથી સહમત છે.

૯. આ મસ્જિદનો દરવાજો સાગના લાકડાંનો બનાવેલો છે.

૧૦. તે સમાચારપત્રમાં સમાજવિરોધી સમાચાર છપાયાથી સમાજમાં ખળભળાટ મચી ગયો.

૧૧. વૉટરલુ રણક્ષેત્રમાં ફ્રાંસીસી સેનાનો પરાજય થયો હતો.

૧૨. સભાપતિએ સભાસદોને સંગઠ્ઠન અને સહાયતાની પ્રાર્થના કરી.

૧૩. પ્રત્યેક મનુષ્યે થોડો શારીરિક વ્યાયામ અવશ્ય કરવો જોઇએ.

૧૩. યુરોપીય યુદ્ધના ઇતિહાસમાં ભારતીય સેનાનું કર્ત્તવ્ય-પાલન સુવર્ણાક્ષરે લખવામાં આવશે.

૧૫. ગ્રામધર્મની રક્ષા કરવી એ પ્રત્યેક નાગરિકની પવિત્ર ફરજ છે.

# પાઠ ૮૬ મો

## ગુજરાતીમાં લખો



# પાઠ ૮૭ મો

## સંકેત લિપિમાં લખો

૧. મનુષ્ય સંગઠન, સદાચાર અને સરળ વ્યવહારથી સંસારમાં વિજયી બની શકે છે.

૨. તમારા મિત્રની ચિકિત્સા કયા દાક્તરે કરી ?

૩. તે ફેક્ટરીના મેનેજરની સાથે કાંઈ ઓળખાણ નથી.

૪. ખરાબ મનોવૃત્તિવાળા મનુષ્યનો વિશ્વાસ કરવો બીલકુલ અનુચિત છે.

૫. પોતાની સ્થિતિ અનુસાર બધાંનો અતિથિ સત્કાર કરવો જોઇએ.

૬. માનવ-ઇતિહાસમાં પ્રાચીન ભારતીય સભ્યતાને અતિ પૂજનીય સ્થાન આપવામાં આવેલ છે.

૭. સંપાદકે તે આંદોલન સંબંધી સમાચારને અધિક મહત્વ આપ્યું નહિ.

૮. પ્રત્યેક મનુષ્યે પ્રતિદિન થોડા સમય સુધી પ્રાકૃતિક સૌન્દર્યનું નિરીક્ષણ કરવું જોઇએ.

૯. તે ઘણો જ બળવાન, ધનવાન, શીલવાન અને બુદ્ધિમાન મનુષ્ય છે.

૧૦. અપંગ તેમજ અસહાય મનુષ્યોની સહાયતા કરવી એ પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે.

૧૧. થાણદાર, જમાદાર, ચોકીદાર તથા સુબેદારે દુષ્કાળપીડિત લોકોને ખૂબ જ સહાયતા કરી.

૧૨. તે કરારનામા અનુસાર મશીનરી ઉપર કામ કરનાર મજુરે હવે કેવળ દશ જ કલાક મહેનત કરવી પડશે.

૧૩. અસત્ય, અહંકાર, હિંસા, ચોરી, વ્યભિચાર આદિ અવગુણોનો ધાર્મિક મનુષ્યે અવસ્ય ત્યાગ કરવો જોઇએ.

૧૪. સદાચાર તથા અહિંસાના પાલનથી સુખ-શાન્તિ પ્રાપ્ત થાય છે.

૧૫. જોધપુરના વર્ત્તમાન મહારાજાએ દુષ્કાળપીડિત લોકોને તથા પશુઓને તન-મન-ધનથી ઘણી જ સહાયતા આપી ઉપકાર કર્યો.

# પાઠ ૮૮ મો

## સંકેત લિપિમાં લખો

કોનામાં વધારે શક્તિ છે એ વિષે એકવાર મનુષ્ય અને સિંહ વચ્ચે વાદવિવાદ થયો. આ વાદવિવાદને પરિણામે તેઓ એકબીજા પરસ્પર જોરજોરથી બોલવા લાગ્યા.

મનુષ્યને તો બીજું કાંઈ ન સૂઝયું પરંતુ તેણે, સિંહની પીઠ ઉપર મનુષ્ય સવાર થએલ છે એવી એક છબી સિંહને બતાવી અને કહ્યું કે જો, મનુષ્યમાં એવી શક્તિ હોય છે કે તે સિંહ ઉપર પણ સવાર થઈ શકે છે.

સિંહ આ છબી જોઈને હસ્યો અને કહેવા લાગ્યો કે, જો છબી પાડનાર માણસને બદલે સિંહ હોત તો હું તમને એવી છબી બતાવી શકત કે જેમાં સિંહ મનુષ્યની પીઠ ઉપર સવાર થએલો હોત.

# પાઠ ૮૯ મો

## સંકેત લિપિમાં લખો

એક બાદશાહે રાજદરબાર માટે એક મોટું આલીશાન મકાન બનાવવાનું શરૂ કર્યું, પરંતુ તે મકાનના વચલા હૉલ માટે એક સીધા મોટા લાકડાના આડહરની આવશ્કતા પડી પણ એવું મોટું લાકડું આસપાસના શહેરમાં ક્યાંય મળ્યું નહિ.

બાદશાહે દરેક સૂબા ઉપર હૂકમ મોકલ્યો કે, રાજમહેલ માટે એક મોટા સીધા આડહરની આવશ્કતા છે માટે તપાસ કરીને મોકલો. ખૂબ જ તપાસ કર્યા બાદ એક જગ્યાએ જોઇએ એવો આડહર મળ્યો. બાદશાહને આડહરની ખૂબ જ ચિંતા હતી એટલા માટે આડહર પ્રાપ્ત થયાના સમાચાર મળતાં જ બાદશાહ પ્રાતઃકાલમાં દરબારના લોકોને સાથે લઇને જોવા માટે આવ્યો.

બાદશાહની સાથે સેંકડો માણસો તે આડહર જોવા આવ્યા હતા. તેમની સાથે એક ગાંડોઘેલો ફકીર પણ ત્યાં આવ્યો હતો. તે ફકીર આડહરની પાસે ગયો અને નીચા નમીને ચૂપકીથી કાંઈ કહેવા લાગ્યો અને પછી દૂર જઇને ઊભો રહ્યો. બાદશાહે આ જોઈને ચકિત થઈ તે ફકીરને પૂછ્યું કે, બાબા ! તમે આ લાકડાના થાંભલાને શું કહ્યું અને તેણે શો જવાબ આપ્યો ?

ફકીરે બાદશાહના આ કથનના ઉત્તરમાં કહ્યું કે, મેં એને પૂછ્યું કે, હે આડહર ! તારામાં એવી તો શી ખૂબી છે કે, બાદશાહે તને તપાસ કરીને આટલે બધે દૂરથી મંગાવ્યો અને બાદશાહ રાજદરબારીઓની સાથે તને જોવા માટે આવ્યા ? તે આડહરે મૂક–ભાષામાં મને જવાબ આપ્યો કે, ' સીધાપણું. '

# પાઠ ૯૦ મો

## સંકેત લિપિમાં લખો

એક માળી અને એક કુંભારે સાથે મળીને એક ઊંટ ખરીદ્યું. અને બન્ને સાથે પરદેશ જવા માટે રવાના થયા. કુંભારે ઊંટની પીઠ ઉપર માટીનાં વાસણ ગોઠવ્યાં અને માળીએ પીઠની બીજી બાજુ શાકભાજીનું પોટલું બાંધ્યું.

રસ્તામાં ઊંટ ગરદન વાંકી કરી માળીની શાકભાજી ખાવા લાગ્યું અને થોડીવારમાં બધી શાકભાજી ખાઈ ગયું. કુંભાર આ દૃશ્ય જોઈ હસતો રહ્યો અને મનમાં એમ સમજતો રહ્યો કે, મારાં માટીનાં વાસણોને કાંઇ હરકત પહોંચવાની નથી.

પરંતુ જ્યારે ઊંટ બધી શાકભાજી ખાઇ ગયું ત્યારે તેની પીઠ ઉપરનો એક બાજુનો બોજો હલકો થઇ ગયો અને તેથી બીજી પીઠ ઉપર લાદેલાં માટીનાં વાસણો સરકી ગયાં અને જમીન ઉપર પડવાથી તેનાં ટૂકડેટૂકડાં થઇ ગયાં.

આ દૃશ્ય જોઈ માળીએ કુંભારને કહ્યું કે, " કોઇના નુકશાન ઉપર હસવું એ સારું નથી. "

# પાઠ ૯૧ મો

## સંકેત લિપિમાં લખો

એક બાદશાહ ખૂબ જ પ્રમાણિક હતો. તે સાચા અને પ્રમાણિક માણસોને ખૂબ જ ચાહતો હતો.

એક દિવસ તે બાદશાહ જેલખાનામાં કેદીઓને જોવા ગયો. ત્યાં તેણે એક કોટડીમાં બે બંદીવાન કેદીઓને જોયા.

બાદશાહે તે બન્ને કેદીઓને પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે, તમે એવું શું ખરાબ કામ કર્યું કે જેને કારણે તમારે જેલખાનામાં આવવું પડયું ?

એક કેદીએ જવાબ આપ્યો કે, મારી અને ન્યાયાધીશ વચ્ચે શત્રુતા હતી એટલા માટે મને તેમણે બેગુનેગાર હોવા છતાં સજા આપી દીધી અને મને જેલમાં પુરાવી દીધો.

બીજા કેદીએ કહ્યું કે, મેં ૧૦૦) રૂપિયાની ચોરી કરી હતી એટલા માટે મને જેલની સજા આપવામાં આવી. ન્યાયાધીશનો એમાં કાંઇ વાંક નથી. વાંક તો મારો જ છે. મેં જેવું કામ કર્યું, તેનું મને તેવું ફળ મળવું જોઈએ.

બાદશાહ આ કેદીના સત્ય બોલવાથી ખૂબ ખૂશ થયા અને તેમણે ખૂશ થઇને તે કેદીને એમ કહ્યું કે, આ દુષ્ટ લોકોની સાથે તારે રહેવું સારું નથી અને બીજા ચોરને બાદશાહે કહ્યું કે, તું અસત્ય બોલે છે એટલા માટે તારો અપરાધ માફ થઇ શકે એમ નથી.

# પાઠ ૯૨ મો

## સંકેત લિપિમાં લખો

એકવાર બે મિત્રો જંગલમાં જઇ રહ્યા હતા. રસ્તામાં બન્નેએ એવો નિશ્ચય કર્યો કે, જો આપણી ઉપર કોઇ સંકટ આવી પડે તો એકબીજાને સહાયતા આપવી.

આ પ્રમાણે નિશ્ચય કરી તે બન્ને મિત્રો જંગલમાં જઈ રહ્યા હતા એટલામાં તો એક ઝાડીમાંથી એક રીંછ નીકળ્યો. રીંછને જોતાં જ બન્નેનાં હાજાં ગગડી ગયા. તેમાંનો એક મિત્ર તો ડરનો માર્યો ભાગી ગયો અને એક ઝાડ ઉપર ચડી ગયો.

બીજો મિત્ર એકલો રહી ગયો. તેને બચવાની એક યુક્તિ સૂઝી આવી. તે ઝટ જમીન ઉપર મડદાંની માફક ઢળી પડયો. રીંછ તેની પાસે આવ્યો અને પોતાના નાક વડે તેનું મોઢું અને કાન સુંઘવા લાગ્યો. જ્યારે તે રીંછને એમ લાગ્યું કે, આ માણસ શ્વાસ લેતો નથી તેમજ હાથ-પગ પણ હલાવતો નથી માટે તે મરી ગયો હોવો જોઈએ.

આ પ્રમાણે તે બીજા મિત્રને મરી ગએલો સમજી રીંછ ત્યાંથી ચાલ્યો ગયો. જ્યારે રીંછ બહુ દૂર નીકળી ગયો ત્યારે તે મડદાંની માફક પડેલો મિત્ર બેઠો થઇ ગયો અને તેનો પે'લો મિત્ર પણ વૃક્ષ ઉપરથી નીચે ઉતરી તેની પાસે આવ્યો.

જે મિત્ર રીંછને જોતાં જ ડરનો માર્યો વૃક્ષ ઉપર ચડી ગયો હતો તે તેના સાથીને પૂછવા લાગ્યો કે, રીંછ વારંવાર તારા કાન પાસે આવીને કાંઈ કહેતો હોય એમ લાગતું હતું. આ સાંભળી બીજા મિત્રે જવાબ આપ્યો કે, હા, તે રીંછે મારા કાનમાં એવી એક વાત કહી છે જેને હું મારા જીવનભર ભૂલી શકીશ નહિ. પે'લા મિત્રે પૂછ્યું કે, એવી કઈ વાત કહી છે? બીજા મિત્રે જવાબ આપ્યો કે, તે રીંછે મારા કાનમાં એમ કહ્યું કે,

**'સ્વાર્થી માણસની વાત ઉપર કોઈ દિવસ વિશ્વાસ કરવો નહિ.'**

# પાઠ ૯૩ મો

## સંકેત લિપિમાં લખો

કહેવાય છે કે, લુકમાનના માલિકે એક વર્ષે તેને કોઇ ખેતરમાં ઘઉં વાવવા માટે કહ્યું. લુકમાને ઘઉં વાવવાને બદલે તે ખેતરમાં ચણા વાવી દીધા.

જ્યારે લુકમાનનો માલિક ખેતર જોવા ગયો અને તેણે લીલાં-છમ ચણાનાં છોડવાં જોયાં તો લુકમાનને પૂછ્યું કે, મેં તો તને આ ખેતરમાં ઘઉં વાવવાનું કહ્યું હતું તો તેં ઘઉંને બદલે ચણા શા માટે વાવ્યાં?

લુકમાને જવાબ આપ્યો કે, મેં ધાર્યું હતું કે, ચણા વાવવાથી ઘઉં પેદા થશે. લુકમાનની આ વાત સાંભળી માલિકે કહ્યું કે, તું કેવો ગાંડોઘેલો છે! કયાંય દુનિયામાં એવું બનેલું જોવામાં કે સાંભળવામાં આવ્યું છે કે, ચણા વાવવાથી ઘઉં પેદા થયા હોય!

લુકમાને માલિકને નમ્રતાપૂર્વક કહ્યું કે, આપ તો હમેશાં દુનિયાના ખેતરમાં પાપ–બીજ વાવો છો અને તેનું સારું ફળ મળે એમ ચાહો છો એટલા માટે મેં પણ મારા દિલમાં વિચાર્યું કે, જો હું ચણા વાવીશ તો ઘઉં પેદા થશે. લુકમાનની આ વાત સાંભળતાં જ તેનો માલિક વાતનો મર્મ સમજી ગયો અને પોતે તે માટે ઘણો લજ્જિત થયો.

# પાઠ ૯૪ મો

## સંકેત લિપિમાં લખો

પ્રાચીન સમયની વાત છે કે, એકવાર એક ગામમાં ત્રણ માણસોએ એક જ પ્રકારનો અપરાધ કર્યો હતો. પરંતુ તેઓ જે રાજાના રાજ્યમાં રહેતા હતા તે રાજાએ તેમને ત્રણેયને જુદા જુદા પ્રકારની સજા આપી. એકને તો કેવળ સમજાવીને છોડી દીધો, બીજાને ઠપકો આપી છોડી દીધો અને ત્રીજાને ગધેડા ઉપર બેસાડી ફેરવ્યો.

પ્રધાને રાજાને પૂછ્યું કે, અપરાધ તો ત્રણેય જણાએ એક સરખો કર્યો હોવા છતાં સજા ત્રણેયને જુદી જુદી શા માટે આપવામાં આવી? રાજાએ જવાબમાં પ્રધાનને કહ્યું કે, તમે એ ત્રણેય અપરાધીનાં ખબર પૂછાવો એટલે તમને બધી વાત સમજાઇ જશે.

પ્રધાને તે અપરાધીઓના ખબર પૂછાવ્યા તો માલુમ પડયું કે, જે અપરાધીને સમજાવીને છોડી દેવામાં આવ્યો હતો તે શરમને કારણે ઝેર પીને મૃત્યુ પામ્યો છે. જેને ઠપકો આપીને છોડી દેવામાં આવ્યો હતો તે ઘર–બાર છોડી બીજા ગામમાં ચાલ્યો ગયો છે અને જેને ગધેડા ઉપર બેસાડી ફેરવવામાં આવ્યો હતો તે મદ્યપાન કરી જુગાર રમતો હતો.

જ્યારે પ્રધાનને આ બધાં ખબર જાણવામાં આવ્યાં ત્યારે રાજાએ પ્રધાનને કહ્યું કે, ભલા માણસ તેમજ નાલાયક માણસને સજા આપવામાં ફરક હોવો જોઈએ. ભલા માણસને સજા માટે ઇશારો કરવો બસ છે પણ નાલાયક માણસને ગધેડા ઉપર બેસાડી ફેરવવાની સજા આપવા છતાં પણ શરમ આવતી નથી.

---

# પાંઠ ૯૫ મો

## સંકેત લિપિમાં લખો

એક દિવસ પંજાબકેસરી મહારાજા રણજિતસિંહ ફરવા નીકળ્યા હતા. ફરતાં ફરતાં જ્યારે તેઓ મેદાનમાં પહોંચ્યા ત્યારે તેમના ઘોડેસ્વારો એક બાજુ ઊભા રહ્યા અને ઘોડા ઉપરથી નીચે ઊતરી ફરવા લાગ્યા. એટલામાં એક ગરીબ મોગલ ખુલ્લી તલવાર લઈ આવી પહોંચ્યો પરંતુ તેને કોઇ જોઇ ન શક્યું પણ જેવો તેણે મહારાજા રણજિતસિંહ ઉપર ઘા કરવા માટે હાથ ઉગામ્યો કે તરત જ સ્વયં મહારાજાએ તેનો હાથ પકડી લીધો અને તે સાહસિક મોગલ ઉપર સેંકડો ઘોડેસ્વારો તૂટી પડયા. પરંતુ મહારાજા રણજિતસિંહે કહ્યું કે, ખબરદાર! એ મોગલને કોઇ મારશો નહિ. તેને મારી સામે ઉપસ્થિત કરો. મોગલને મહારાજા સમક્ષ ઉપસ્થિત કરવામાં આવ્યો. મહારાજાએ તેને પૂછયું કે, તમે અહીં કેમ આવ્યા અને તમે શું કરવા ચાહતા હતા? મોગલે જવાબમાં પોતાની દરિદ્રતાની બધી વિગત કહી સંભળાવી. મહારાજા તેની વીરતા તેમજ સત્યતા ઉપર ખૂબ જ પ્રસન્ન થયા અને તેમણે પાંચસો રૂપિયા તેની પુત્રીના વિવાહ માટે આપ્યા, એટલું જ નહિ પણ તેને રાજ્યના એક ઉચ્ચ હોદ્દા ઉપર નિયુક્ત કર્યો.

# પાઠ ૯૬ મો

## સંકેત લિપિમાં લખો

એક દિવસ ગૌતમ બુદ્ધ પોતાના પિતરાઇ ભાઇ દેવદત્તની સાથે બેઠા હતા. એ જ સમયે હંસોનું એક ટોળું કલરવ કરતું હિમાલયની બાજુ જઇ રહ્યું હતું. હંસના ટોળાને જોતાં દેવદત્તના મનમાં તીર ચલાવવાની ઇચ્છા થઇ અને એક તીક્ષ્ણ તીર લઈ એક હંસ ઉપર ફેંક્યું. હંસને તીર લાગતાં જ ફડફડાટ કરતું તે જમીન ઉપર પડયું. આ દારૂણ દશ્ય જોવાથી ગૌતમ બુદ્ધને ઘણું જ દુઃખ થયું. તેમણે આંખમાં આંસુ લાવી તે અધમૂઆ હંસને જમીન ઉપરથી ઉપાડી લઈ પોતાના ખોળામાં મૂક્યું અને ધીરે ધીરે હંસના પેટમાંથી તીર બહાર ખેંચી કાઢ્યું. અને તેના ઘાવ ઉપર દવા લગાડી પોતાની છાતીએ ચાંપ્યો. બુદ્ધની આ કરુણા દેવદત્ત જોઈ ન શક્યો. તેણે બુદ્ધને કહ્યું કે, 'મેં હંસને તીર મારી નીચે પાડયું છે, એટલા માટે મને તે સોંપી દો.' બુધ્ધે કહ્યું કે, તેં આ નિર્દોષ પક્ષી ઉપર તીરનો પ્રહાર કરી તેં ઘણું જ અઘટિત કામ કર્યું છે! નિર્દોષ પક્ષીને કોઇપણ હિસાબે સોંપીશ નહિ. આ પ્રમાણે ગૌતમ બુદ્ધ અને દેવદત્ત વચ્ચે ઘણો વાદવિવાદ થયો. આખરે આ વાદવિવાદને શાન્ત કરવા માટે સાધુઓની એક સભા કરવામાં આવી. સાધુઓની સભામાં એક સાધુએ કહ્યું કે, 'મારનાર કરતાં બચાવનારનો હંસ ઉપર વધારે અધિકાર છે.' આ વાત બધાંએ માની લીધી અને તે હંસ બુદ્ધની જ પાસે રહ્યો. હંસને સારો થયો જાણી ગૌતમ બુધ્ધે તેને ઉડાડી મૂક્યો.

# પાઠ ૯૭ મો

## સંકેત લિપિમાં લખો

પારસ દેશમાં એક રાજા હતો. તે રાજા ઘણો જ ન્યાયી તેમજ પ્રજાપ્રિય હોવાને કારણે સર્વત્ર પ્રસિદ્ધ હતો.

એક સમયે તે રાજા શિકારના નિમિત્તે કોઇ વનમાં ખૂબ જ દૂર નીકળી ગયો. ત્યાં તેણે પોતાના રસોયાઓને જલ્દી રસોઈ કરવાની આજ્ઞા આપી. રસોયાઓએ રસોઈ કરવી શરૂ કરી પરંતુ તેઓ રાજધાનીમાંથી મીઠું લાવવાનું ભૂલી ગયા હતા. એટલે એક રસોયાએ નોકરને બોલાવીને કહ્યું કે, સામેના ગામમાં જલ્દી જઈ મીઠું લઈ આવો.

રાજા પણ પાસે જ બેઠો હતો. તેણે મીઠું લાવવા વિષે વાત-ચીત સાંભળી હતી. જે નોકરને મીઠું લાવવા વિષે કહેવામાં આવ્યું હતું તે નોકરને રાજાએ પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું કે, પૈસા આપ્યા વિના મીઠું લાવશો તો તમે દંડને પાત્ર બનશો.

રાજાની આ વાત સાંભળી નોકરે નમ્રતાપૂર્વક પૂછ્યું કે, મહારાજ! આપના માટે થોડું મીઠું પૈસા આપ્યા વિના લઈ આવીએ તો તેમાં શો દોષ છે ?

રાજાએ નોકરને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, "હું રાજા છું. જો હું મારા માટે મૂલ્ય આપ્યા વિના થોડું મીઠું મંગાવું તો મારું દૃષ્ટાન્ત લઈ રાજપુરુષો પણ પૈસા આપ્યા વિના બહુમૂલ્ય વસ્તુઓ લેવાનો પ્રારંભ કરી દેશે."

આ સાંભળી તે નોકર લજ્જિત થઈ ગયો. તે પૈસા લઇ મીઠું લેવા માટે પાસેના ગામમાં ગયો. સારાંશ એ છે કે, રાજા ન્યાયી હોય તો પ્રજા પણ ન્યાયી બની શકે.

# પાઠ ૯૮ મો
## સંકેત લિપિમાં લખો

નાસિરુદ્દીન બાદશાહ જ્યારે કોઈ પ્રજાજનને દુઃખી જોતો ત્યારે તેનું હૃદય / ભરાઇ આવતું. હિન્દુસ્થાનનો બાદશાહ હોવા છતાં તે, ભાંગેલી તૂટેલી ઝુંપડીઓમાં / રહેનાર ગરીબ લોકોની ખૂબ ચિન્તા કરતો હતો. પ્રજાહિતનાં આવાં કામોને / કારણે પ્રજાના મનમાં તેના પ્રત્યે ખૂબ માન પેદા થયું હતું. / અને બાદશાહને માટે પ્રજા પ્રાણ પાથરવા પણ તૈયાર હતી.

બાદશાહના / મનમાં રાજ્યના કામની ખૂબ જ ચિંતા રહેતી હતી. રાજ્યના કામની / કેટલી બધી જવાબદારી છે એ વાત બાદશાહ સારી રીતે સમજતો હતો.

બાદશાહને એકજ બેગમ હતી. તે બિચારી ઘરનું બધું કામ પોતાના / હાથે જ કરતી હતી. ભોજન પણ બેગમ પોતે જ બનાવતી હતી.

એક / દિવસ ભોજન બનાવતાં તેનો હાથ દાઝી ગયો. તેણીએ બાદશાહને ધીમે / અવાજે નમ્રતાપૂર્વક એટલું કહ્યું કે, ભોજન બનાવવા માટે કોઈ દાસી / રાખવામાં આવે તો સારું. બેગમના કથનના જવાબમાં બાદશાહે કહ્યું કે, / બેગમ! એ વાત તો તું સારી રીતે જાણે છે કે, હું / પુસ્તકો લખી-લખીને વેચું છું. અને તેમાંથી જે કાંઈ પેદા / થાય છે તે દ્વારા જ આપણું ભરણ-પોષણ કરું છું. / આપણી આવક એટલી બધી નથી કે આપણે એટલી આવકદ્વારા / સારી રીતે ખાઈ-પી શકીએ. આવી અવસ્થામાં આપણે દાસી કેવી રીતે રાખી / શકીએ?

* **નોટ**—આગળના બધા પાઠોમાં દશ દશ શબ્દોની આગળ નિશાન કરવામાં આવેલ છે. આ નિશાન ગતિ વધારવાનો અભ્યાસ કરવામાં સહાયક થશે. વારંવાર ગણવાની જરૂર પણ નહિ રહે.

રાજ્યના ખજાનામાં મારો પોતાનો એક પણ પૈસો નથી.. એ / તો પ્રજાનો માલ છે. જો આજે રાજ્યના ખજાનામાંથી એક / પણ પાઇ લઈ લઉં તો કાલે ખુદાને શો જવાબ / આપું ! એટલા માટે જેમ તેમ કરી આ દુ:ખ સહી લે. / તારા આ દુ:ખ સહનનો બદલો ખુદા તને અવશ્ય આપશે.

---

# પાઠ ૯૯ મો

## સંકેત લિપિમાં લખો

રાજપુતાનામાં રઘુપતિસિંહ નામનો એક મોટો સરદાર હતો. તે અકબર બાદશાહની / સાથે હમેશાં લડાઈ-ઝઘડો કરતો હતો. એકવાર અકબરે રઘુપતિસિંહને / કેદ કરવા માટે એક મોટી સેના મોકલી.

રઘુપતિસિંહ અકબરની સેના / પોતાને પકડવા આવી રહી છે એ સમાચાર સાંભળી, ઘરમાંથી ભાગી / ગયો અને પાસેના જંગલમાં જઈ છુપાઈ ગયો.

જ્યારે રઘુપતિસિંહ ઘરમાંથી / ભાગી નીકળ્યો ત્યારે તેનો પુત્ર બહુ જ બીમાર હતો. પોતાનો પુત્ર / આ મરણ પથારીએથી ઉઠશે કે કેમ એ વિષે સૌને શંકા / હતી. પરંતુ પોતાનાં પ્રાણ તથા આબરૂની રક્ષા કરવા માટે રઘુપતિસિંહ, / પુત્રમોહમાં ન પડતાં જંગલમાં નાસી ગયો. રઘુપતિસિંહના ગયા બાદ અકબરના / સૈનિકોએ તેના ઘરને ઘેરો ઘાલ્યો અને રઘુપતિસિંહ આવે તો તેને / કેદ કરી લેવાની રાહ જોવા લાગ્યા.

રઘુપતિસિંહ જંગલમાં અહીં તહીં / ભટકતો હતો. ત્યાં તેના એક મિત્રે તેને કહ્યું કે તારા / પુત્રની સ્થિતિ બહુ જ ખરાબ છે અને એક બે દિવસમાં તેનો અન્તકાળ / આવી જશે એવો ભય છે.

આ દુ:ખપ્રદ સમાચાર સાંભળતાં જ રઘુપતિસિંહનું / દિલ ભરાઈ આવ્યું અને પ્રાણની પરવા કર્યા વિના પુત્રનું મુખ / જોવા

માટે તે ઘર તરફ રવાના થયો. પરંતુ જેવો તે / પોતાના મકાનના દરવાજા સમીપ પહોંચ્યો કે તરત જ અકબરના સૈનિકોએ તેને / કેદ કરી લીધો.

રઘુપતિસિંહે સૈનિકોને કહ્યું કે, હવે તો હું / તમારો કેદી થઈ ચૂક્યો છું, પરંતુ મારો પુત્ર મરણપથારીએ પડયો / છે તેનું મોઢું જોઈ આવું એટલી તમારી પાસે રજા માંગું / છું. હું મારા પુત્રનું મોઢું જોઇને હમણાં પાછો આવીશ ત્યારે / મને પાછો કેદ કરી લેશો. હું રાજપૂત છું. મારા મોઢામાંથી / જે વચનો નીકળ્યાં છે તે વચનનું હું પૂર્ણ રૂપે પાલન કરીશ. / તમને દગો-ફટકો આપી હું કયાંય ભાગી જઈશ નહિ.

રઘુપતિસિંહનું / આ કથન સાંભળી અકબરના સૈનિકોએ રઘુપતિસિંહને અંદર જવાની રજા આપી. / રઘુપતિસિંહ અંદર જઈ પુત્રના ગળે વળગી ખૂબ રોયો; પરંતુ થોડા / વખત બાદ તે બહાર જવા માટે તૈયાર થયો. પિતાને બહાર / જવા તૈયાર થતાં જોઈ પુત્રે કહ્યું કે, હું તો હવે / બે-ચાર ઘડીમાં સંસારમાંથી પ્રયાણ કરવાની અણી ઉપર છું. એવી / અવસ્થામાં તમે મને એકલો છોડી ક્યાં જાઓ છો ?

રઘુપતિસિંહે મરણાસન્ન / પુત્રને પોતાની બધી હકીકત કહી સંભળાવી અને એમ કહ્યું કે / બાદશાહની સેનાના સૈનિકોને મેં જે વચન આપ્યું છે તે વચનનો / હું ભંગ કરી શકું નહિ. પુત્ર પણ રાજપૂત હતો અને / તે વચનની કીંમત સમજતો હતો એટલે તેણે પિતાને કહ્યું કે, / હા પિતાજી! તમારે વચનનું પાલન કરવું જ જોઇએ.

રઘુપતિસિંહ પુત્રની / વિદાય લઈ સૈનિકોની સામે ઉપસ્થિત થયો અને કહેવા લાગ્યો કે / હવે તમે મને કેદ કરી શકો છો. સૈનિકોના સરદારના દિલ / ઉપર રઘુપતિસિંહની બહાદુરી તથા તેની સત્યતાની એવી અસર પડી / કે તેણે પોતાના સાથીઓને કહ્યું કે આવા બહાદુર તથા સત્ય પ્રેમી / માણસને કેદ કરવા મારું દિલ ચાહતું નથી.

સેનાપતિ આ પ્રમાણે / સૈનિકોની સાથે વાત કરે છે એટલામાં તો બાદશાહ પોતે ત્યાં / આવી પહોંચ્યા અને સેનાપતિ દ્વારા રઘુપતિસિંહને લગતી બધી હકીકત સાંભળી / તેણે રઘુપતિસિંહને છોડી મૂકવાની તથા તેના મકાન ઉપરથી પહેરો ઉપાડી / લેવાની આજ્ઞા આપી. દૃઢપ્રતિજ્ઞ માણુસની પ્રતિજ્ઞા હમેશાં ફળીભૂત થાય / છે.

# પાઠ ૧૦૦ મો

## સંકેત લિપિમાં લખો

પૃથ્વીના પટ ઉપર સેંકડો જગ્યાએ અને હિન્દુસ્થાનમાં ખાસ કરીને / ગ્વાલિયર રાજ્યમાં એક પ્રકારનો કાળો પત્થર નીકળે છે. આ પત્થરમાં / એવી શક્તિ હોય છે કે તે લોઢાને પોતાની તરફ આકર્ષિત / કરી લે છે. પત્થર જે લોઢાને પોતાની તરફ ખેંચે છે / તે લોઢું પત્થરની સાથે ચોંટી જાય છે. આવા કાળા પત્થરને / ચુમ્બક અથવા લોહચુંબક કહેવામાં આવે છે.

આજકાલ કેટલાક છોકરાઓ એક / સોયને થાળીમાં મૂકે છે. અને એક નાના લોહચુંબકને આંગળીઓ / વચ્ચે છુપાવીને થાળીની નીચે અહીં તહીં ભમાવે છે. આમ કરવાથી થાળીમાં રાખેલી સોય પણ અહીં તહીં ફરવા લાગે છે. વાસ્તવમાં સોય / લોહચુંબકના આકર્ષણથી જ ફરવા લાગે છે.

કહેવાય છે કે, / આજથી પાંચ હજાર વર્ષ પહેલાં ચીન દેશના લોકો ચુંબકને કામમાં / લેતા હતા. તેઓ દિશાની શોધ આ ચુંબકદ્વારા જ કરતા / હતા. આજકાલ પણ પાણીની અંદર સ્ટીમરોમાં માર્ગ–દિશાની ખબર / આ ચુંબકદ્વારા જ મેળવવામાં આવે છે. ચુંબક લોઢાને પોતાની તરફ / ખેંચે છે પરંતુ બન્નેમાં જે મજબૂત તેમ જ ભારે હોય છે / તે બીજાને પોતાની તરફ ખેંચી લઈ જાય છે.

સંસારના લોકો / ક્યારથી લોહચુંબક જાણતા થયા તથા કામમાં લેવા લાગ્યા એ વાત વિદ્વાનોને હજુ સુધી નિશ્ચિતરૂપે જાણવામાં આવી નથી. પરંતુ / કહેવામાં આવે છે કે, પ્રાચીન સમયમાં ગુજરાત દેશમાં એક પુરાણું / મંદિર હતું. તે મંદિરમાં એક પ્રતિમા અદ્ધર લટકેલી હતી. જ્યારે / તે મંદિર ઉપર પ્રહારો કરવામાં આવ્યાં અને તે મંદિરને તોડવાની / ઈચ્છાએ ચાર ખૂણા-માંથી એક ખૂણાને તોડી પાડવામાં આવ્યો તો તે / મૂર્તિ પણ નીચે પડી ગઇ. આ ઉપરથી એમ જણાય છે / કે, તે મૂર્તિ પણ લોહચુંબક દ્વારાજ અદ્ધર લટકાવવામાં આવી હતી. /

આ સિવાય સંસ્કૃત ભાષાના પ્રાચીન ગ્રન્થોમાં પણ આ લોહચુંબકનો ઉલ્લેખ / થએલો જોવામાં આવે છે. આ બધાં પ્રમાણો ઉપરથી એ સિદ્ધ / થાય છે કે, પ્રાચીન સમયમાં પણ ભારતવર્ષના લોકો લોહચુંબકનો ઉપયોગ / કરવાનું સારી રીતે જાણતા હતા. તે વખતે ભારતીયોનું લોહચુંબક સંબંધી જ્ઞાન / ઘણું સારું હતું. તે સમયથી લઇ અત્યારસુધી જો આ વિજ્ઞાનની / વૃદ્ધિ કરવામાં આવી હોત તો અત્યારે લોહચુંબક સંબંધી વિજ્ઞાનમાં ઘણો / વિકાસ થયો હોત.

---

# પાઠ ૧૦૧ મો

## સંકેત લિપિમાં લખો

જયપુરના મહારાજ રામસિંહ ઘણાં જ પ્રમાણિક અને દીનદયાળુ હતા. એક / દિવસ તેઓશ્રી જંગલમાં શિકાર ખેલવા ગયા હતા. શિકાર ખેલતાં ખેલતાં / રાત્રિ પડી ગઈ અને ગાઢ અંધકાર થઈ જવાને કારણે નગરમાં / જવાનો રસ્તો ભુલાઈ ગયો.

હવે શું કરવું અને રાત ક્યાં / વ્યતીત કરવી એ વિષે મહારાજ વિચાર કરી રહ્યા હતા. એટલામાં / દૂર એક ઘાસની ઝુંપડીમાં

દીવો બળતો જોવામાં આવ્યો. મહારાજે તે / ઝુંપડી તરફ ઘોડો દોડાવ્યો અને તે ઝુંપડીની અંદર પ્રવેશ કર્યો./

ઝુંપડીની અંદર એક ૭૦ વર્ષની ડોસી રહેતી હતી. મહારાજે તે / ડોસીને કહ્યું કે, હું એક સિપાઈ છું. રસ્તો ભૂલી / ગયો છું. જો તમે રજા આપો તો રાતભર ઝુંપડીમાં / પડયો રહું. સવારે ઊઠીને મારે ઘેર ચાલ્યો જઈશ. ડોસીએ જવાબમાં / કહ્યું કે, મારી પાસે જે કાંઈ લૂખુંસૂકું ભોજન છે તે / તું ખાઈ લે અને રાત્રે અહીં ખુશીથી સુઇ જા.

મહારાજ / ડોસીની ઝુંપડીમાં રાતભર સુઇ રહ્યા. જ્યારે સવાર થતાં મહારાજ રાજ્યમાં / જવા માટે રવાના થવા લાગ્યા ત્યારે મહારાજે ડોસીને કહ્યું કે, / આ જંગલમાં તમારું ગુજરાન કેવી રીતે ચાલે છે? તમારે કાંઈ સંતાન / છે કે નહિ? મહારાજના કથનના જવાબમાં ડોસીએ કહ્યું કે, હું / આ જંગલમાં ગરીબ મુસાફરોને પાણી પાઇને પેટ ભરું છું. મારે / સંતાનમાં કેવળ એક પુત્ર છે. તે મહારાજ રામસિંહની સેનામાં નોકરી / કરે છે પણ બાર વર્ષ થઇ ગયા છતાં તે મારી પાસે / આવ્યો નથી. તે જીવતો છે કે મરી ગયો છે તે / પણ હું જાણતી નથી. આ પ્રમાણે કહી તે ડોસી પોતાના / છોકરાને યાદ કરી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી.

ડોસીની આવી દુઃખી / હાલત જોઇ મહારાજનું હૃદય ભરાઈ ગયું અને જતાં જતાં ડોસીને / મહારાજ કહેતા ગયા કે, હું તમારા પુત્રનો મેળાપ જલ્દી કરાવી આપીશ. ડોસીને મહારાજના કથન ઉપર વિશ્વાસ ન આવ્યો અને તેણીએ / રોવાનું ચાલુ રાખ્યું.

જ્યારે મહારાજ રાજમહેલમાં પહોંચ્યા ત્યારે તેમણે ડોસીને / પણ જંગલમાંથી બોલાવી. જ્યારે સિપાઈ ડોસીને મહારાજની સમક્ષ લાવ્યો ત્યારે / ડોસી ભયને કારણે કંપવા લાગી. પરંતુ મહારાજનું મુખ જોતાં / જ ડોસી આશ્ચર્યમાં પડી ગઈ કે જે સિપાઇ મારી ઝુંપડીમાં / સુતો હતો તે જ આ મહારાજ રામસિંહ છે.

મહારાજાએ મોઢું મલકાવી / ડોસીની તરફ જોયું અને કહ્યું કે, તમે મારી સાથે ભલમનસાઇનો / જે વ્યવહાર કર્યો હતો તેનું ઇનામ હું તમને આપું છું. / તમારો પુત્ર તમારી સામે ઊભો છે. તેને તમારી સાથે લઇ / જાઓ.

હું તેને ઘર બેઠાં પગાર આપીશ.

ડોસી આ સમાચાર / સાંભળી ખુશ થઈ ગઈ અને પોતાના પુત્રને પોતાની સાથે લઇને / ખુશી થતી ઘેર પાછી આવી ગઈ.

---

# પાઠ ૧૦૨ મો

## સંકેત લિપિમાં લખો

પાંચસો વર્ષ પહેલાંની એક વાત છે કે, ઈંગ્લેન્ડના રાજાએ / સ્કોટલેન્ડને સ્વાધીન કરવા માટે તેના ઉપર ચડાઈ કરી. તે / વખતે રૉબર્ટ બ્રુસ નામનો એક માણુસ સ્કોચ લોકોનો આગેવાન હતો / ઈંગ્લેન્ડના રાજાનું સૈન્ય ઘણું જ બળવાન હતું એ કારણે આ રૉબર્ટ બ્રુસ / પોતાના પ્યારા દેશને બીજાના પંજામાંથી છોડાવ્યા પહેલાં અનેકવાર પરાજિત / થયો હતો. તેણે પોતાના દેશની સ્વાધીનતા માટે અનેક કષ્ટો સહ્યાં. / તે કોઈવાર ધરાઇને ભોજન પણ કરી શકતો ન હતો. કોઈવાર / અર્ધું ભોજન ખાઈને ચલાવતો પરંતુ પોતાના દેશને સ્વાધીન કરવાની ધૂનને ભૂલી જતો નહિ. એકવાર તેને કેટલાય મહિનાઓ સુધી આયર્લૅન્ડના ઉત્તર / કિનારે આવેલા એક નાના દ્વીપમાં છુપાઇને રહેવું પડયું હતું.

એવું / પ્રાયઃ જોવામાં આવ્યું છે કે, સારા કામોમાં કોઇ ને કોઈ વિઘ્ન–બાધા / આવ્યા કરે છે. રૉબર્ટ બ્રુસ ઉપર પણ અનેક વિપત્તિઓ પડી. / વારંવાર વિપત્તિઓ માથે પડવાથી મોટા મોટા સાહસિક લોકો પણ ગભરાઇ / જાય છે. ગભરાઈ જઇને જો પીછેહઠ

કરવામાં આવે તો / પહેલાં કરેલો બધો પરિશ્રમ માટીમાં મળી જાય છે. જે પુરુષ / વિપત્તિઓ પડવા છતાં તેમને લાત મારીને આગળ વધી જાય છે / તે પુરુષોને વિપત્તિઓ પણ ડરી જઇને છોડી દે છે. આવા / સાહસિક પુરુષો જ પોતાની ધૂનને પૂરી કરી સંતોષનો શ્વાસ લઈ શકે / છે.

જ્યારે આપત્તિઓ રોબર્ટ બ્રુસ ઉપર વિજળીની માફક તૂટી પડી / ત્યારે તે પોતાની ધૂનથી વિચલિત થવા લાગ્યો. શત્રુઓથી બચવા માટે / તેણે એક ઝુંપડીનો આશ્રય લીધો. તે વખતે તેણે દેશની સ્વાધીનતાની / લડાઇમાંથી હાથ પાછો ખેંચી લેવાનો વિચાર કર્યો; પરંતુ એક દિવસ / તે દેશની સ્વાધીનતા વિષે બીછાના ઉપર પડયો પડયો વિચાર કરી / રહ્યો હતો. એટલામાં એક કરોળીયો પોતાની જાળ ઉપર ચડતો જોવામાં / આવ્યો. તે કરોળીયો પોતાની જાળ બનાવવા માટે એક સ્થાનથી બીજા / સ્થાને જવા માટે કૂદકા મારી રહ્યો હતો. પરંતુ બીચારો તે / કરોળીયો એક વાર કુદ્યો પરંતુ પોતાના પ્રયત્નમાં સફળ / ન થયો. ત્રીજી વાર પાછો કૂદકો માર્યો પરંતુ પાછો તે નીચે / પડયો. પરંતુ તે પ્રયત્નશીલ કરોળીયાએ નીચે પડવા ઉપર ધ્યાન જ / ન આપ્યું. તે તો પોતાના પ્રયત્નમાં જ દત્તચિત્ત રહ્યો. તેનું ધ્યાન / તો કેવળ પોતાની જાળ બનાવવામાં જ હતું. તેણે ઉપર ચડવા / માટે ચોથી વાર પ્રયત્ન કર્યો પરંતુ તે પાછો જમીનદોસ્ત / થઇ ગયો. પણ નીચે પડતાં જ તેણે ઉપર ચડવાનો પ્રયત્ન / શરૂ કર્યો. પાંચમી વાર તે ફરી ઉપર ચડયો પણ બિચારો પાછો / નીચે જઇ પડયો. અહા! આશ્ચર્ય થાય છે કે, હજી પણ / પોતાની જાનની પરવા કર્યા વિના તે અજ્ઞાન કરોળીયો ઉપર / જવા માટે પોતાના પ્રાણુની બાજી લગાવી રહ્યો છે. આ દૃશ્ય / રોબર્ટ બ્રુસ આતુર નયને જોઇ રહ્યો છે. પાંચ વાર નીચે પડવાથી / કરોળીયો અધમુઓ થઇ ગયો છે તેમ છતાં ઉપર ચડવા માટે / તે આકાશ–પાતાળ એક કરી રહ્યો છે અને પોતાની સંપૂર્ણ /

શક્તિ લગાવીને છઠ્ઠી વાર ઉપર જવા માટે પ્રયત્ન કરી રહ્યો છે. / કરોળીયો થોડો ચડયો, કૂદ્યો પણ બિચારો પાછો નીચે પડી ગયો. / છ છ વાર પ્રબલ પ્રયત્ન કરવા છતાં પણ તે કરોળીયાને નીચે / પડતો જોઇ રોબર્ટ બ્રુસ તેને સંબોધીને કહેવા લાગ્યો કે, અરે ! અભાગી / કરોળીયા ! તું પણ મારા જેવો થઇ ગયો. હું ઈંગ્લેન્ડની લડાઇમાં / છ વાર પરાજિત થયો. પણ એક પળવાર પછી નીચે પડેલો ક્ષુદ્ર / કરોળીયો વિના વિલંબે સાતમી વાર પ્રયત્ન કરે છે. અને સફળતાપૂર્વક / પોતાની જાળમાં પહોંચી જાય છે. આ દૃશ્ય જોતાં જ રોબર્ટ બ્રુસમાં / ઉત્સાહ આવી ગયો અને તે મનમાં કહેવા લાગ્યો કે, હું / સંસારનો સર્વોત્કૃષ્ટ માણસ છ વાર અસફળ થવાથી પરાજિત થઇ ગયો અને / આ ક્ષુદ્ર કરોળીયો પરાજિત થયો નહિ. મારા માટે આ કૌતુક / નથી પરંતુ જીવનની સફળતાની કુંચી છે. જે પ્રમાણે કરોળીયાએ સાતમી / વાર પ્રયત્ન કરી સફળતા મેળવી તેજ પ્રમાણે હું પણ પરિશ્રમ કરી / સફળતાનું દ્વાર ખોલ્યા વગર રહીશ નહિ.

રોબર્ટ બ્રુસ ઉત્સુકતાપૂર્વક પોતાના ઉદ્ધારક અને / સફળતાની ચાવી બતાવનાર કરોળીયા તરફ અનિમેષ દ્રષ્ટિએ જોવા લાગ્યો. / કરોળીયાના સાતમીવારના પ્રયત્નની સફળતા જોવાથી બ્રુસના હૃદયમાં પણ આશ્ચર્ય, આનંદ / અને ઉત્સાહનો પ્રવાહ વહેવા લાગ્યો. રોબર્ટ બ્રુસે યુદ્ધ ચાલુ રાખવાનો / દૃઢ સંકલ્પ કર્યો અને પોતાના સામર્થ્યને પુનઃ સંચિત કરી યુદ્ધ / પ્રારંભ કરી દીધું. આ અંતિમ યુદ્ધમાં તે હાથમાં પ્રાણ લઇને / લડયો અને ત્યારથી તેનો નિરંતર વિજય થતો રહ્યો. આ પુરૂષાર્થના / પરિણામે આખરે બેનકની લડાઇમાં રોબર્ટ બ્રુસે અંગ્રેજોને સખ્ત રીતે પરાજિત કર્યા અને / પોતાની પ્રાણપ્યારી જન્મભૂમિનો ઉદ્ધાર કરી સુખ તેમજ સંતોષનો શ્વાસ લીધો.

સાચો પુરુષાર્થ કોઈ દિવસ નિષ્ફળ નીવડતો નથી.

# પાઠ ૧૦૩ મો

## સંકેત લિપિમાં લખો

મુજફ્ફરપુર નગરમાં એક દિવસ ઘણા જ ઉત્સાહનું વાતાવરણ જોવામાં આવતું / હતું. તેનું કારણ એ હતું કે, ત્યાંના એક નવાબ સાહેબે / પ્રોફેસર રામમૂર્તિની સાથે શરત કરી હતી. શરત એ હતી કે, / નવાબ સાહેબની મોટર જો રામમૂર્તિ અટકાવી દે તો નવાબ સાહેબે / રૂા. ૫૦૦) નું ઈનામ આપવું અને જો મોટર અટકાવી ન શકે / તો પ્રો. રામમૂર્તિએ સામા ૧૦૦૦) રૂા. આપવાં. આ શરત જોવા / માટે લોકોની એટલી બધી ભીડ જામી હતી કે ત્યાં તલભર / જેટલી જગ્યા પણ ખાલી રહી ન હતી. નવાબ સાહેબ પણ / પોતાની મોટર લઈને યથાસમયે હાજર થયા હતા. ઠીક સમયે ખેલના / એક તંબુમાંથી બેંડ વાજાની સાથે એક યુવાન મસ્તાની ચાલે બહાર / નીકળ્યો. તેનો આખો પોશાક સોનાનાં ચકચકાટ કરતાં ચાંદાથી ભરેલો હતો. / ચારેય બાજુ ફરીને તે યુવાને દર્શકોને નમસ્કાર કર્યા. નવાબ / સાહેબની મોટરની સાથે એક મોટું દોરડું બાંધી પ્રો. રામમૂર્ત્તિની કમ્મરે / બાંધવામાં આવ્યું. પછી તેણે નવાબ સાહેબને પોતાની મોટરને / જોરથી ચલાવવાનું કહ્યું. પહેલીવાર મોટર બે ચાર ડગલાં આગળ વધી. / લોકો સમજ્યા કે, રામમૂર્ત્તિ હારી ગયા પરંતુ તે યુવાન / હસતો હસતો પાછળ હટયો. આ વખતે નવાબ સાહેબે મોટરને જેવી / જોરથી ચલાવવા માંડી કે તરત જ તે યુવાન રામમૂર્ત્તિ એક ખોડેલા / થાંભલાની સાથે પગ ટેકવીને સૂઈ ગયો. જે મોટર એક બે હાથ / આગળ વધી હતી તે મોટર પગનો ધક્કો લાગતાં જ પાછળ / હટતી જોઈ નવાબ સાહેબે પોતાની મોટરને ખૂબ જ જોરથી ચલાવવા માંડી. / મોટર ઉછળવા લાગી પરંતુ રામમૂર્ત્તિ જરાપણ વિચલિત ન થયા. બિચારા / નવાબ

સાહેબનું મોઢું ફીકકું પડી ગયું પ્રો. રામમૂર્તિનો વિજય થયો. / દર્શકોએ કરતલધ્વનિથી તેને વધાવી લીધો. આ મોટર–પ્રયોગમાં સફળ / થયા બાદ રામમૂર્તિએ બીજો બલ–પ્રયોગ બતાવવાનો પ્રારંભ કર્યો. નવાબ સાહેબની / મોટર ઉપરાંત પોતાની બીજી મોટરની સાથે બે દોરડાં બાંધીને એ / દોરડાં પોતાની કમ્મર સાથે બાંધ્યાં અને પછી એ બન્ને મોટરોને / ઊલટી દિશામાં હાંકવાની આજ્ઞા આપી. પહેલાંની માફક આ વખતે / પણ એ બન્ને મોટરો ઉછળવા લાગી પરંતુ રામમૂર્તિ પોતાના સ્થાનેથી / જરાપણ ખસ્યા નહિ. આ દૃશ્ય જોઈ દર્શકોનો આનંદ સમાતો / ન હતો. દર્શકોના તાળીઓના ગડગડાટથી તે સ્થાન ગાજી ઉઠ્યું.

આજે / હિન્દુસ્થાનના ઘેર ઘેર રામમૂર્તિનું નામ પ્રસિદ્ધ થઇ ગયું છે. પ્રો. રામમૂર્તિ / મદોન્મત્ત હાથીને પણ પોતાની છાતી ઉપર ચડાવી લે છે. પચ્ચીશ / ઘોડાની તાકાતવાળી બે બે મોટરોને અટકાવી લે છે. છાતી ઉપર / મોટી મોટી ચટ્ટાનો મૂકીને તે ઉપર પત્થરનાં ટૂકડેટૂકડાં કરાવી / દે છે. અડધા ઈંચની જાડી લોઢાની સાંકળને કમળની ડાંડલી / ની માફક સરળતાપૂર્વક તોડી શકે છે. પચાસ માણસોથી ભરેલી ગાડીને પણ / પોતાના દેહ ઉપર હંકારવા દે છે. એટલું જ નહિ પણ / ૭૫ માઇલની ત્વરાથી દોડતી મોટર પણ તેમના શરીર ઉપરથી પસાર / થઈ જાય છે. આ અલૌકિક બળ છે. દૈવીશક્તિ છે. આ / આશ્ચર્યજનક વાતો સાંભળી ચકિત થઈ જવાય છે અને પ્રોફેસરના બલપ્રયોગો / પ્રત્યક્ષ જોવાથી આપણી બુદ્ધિ બહેર મારી જાય છે. પરંતુ આ / વાતો જોવામાં તો અસાધ્ય જેવી જણાતી હોવા છતાં પણ અસંભવ / નથી. પુરુષાર્થ કરવાથી સાધારણ લોકો પણ રામમૂર્તિ જેવા બની શકે છે. / રામમૂર્તિ પોતે કહે છે કે, નિષ્ફલતા શું છે એ રામમૂર્તિ / એ કોઈ દિવસ જાણ્યું નથી. એકવાર, બેવાર, ત્રણવાર, પાંચવાર, દશવાર પ્રયત્ન / કરતા જાઓ, સફળતા આખરે અવશ્ય પ્રાપ્ત થશે.

कार्यं साधयामि शरीरं / वा पातयामि

અર્થાત્—કરું અથવા મરું એ જ અમારો સફળતાને પ્રાપ્ત / કરવાનો સિદ્ધાંત છે.

---

# પાઠ ૧૦૪ મો

## સંકેત લિપિમાં લખો

રામમૂર્તિમાં જે અલૌકિક બળ આજે આપણે જોઇએ છીએ તે તેમની / સતત શરીર-સાધનાનું મીઠું ફળ છે. એ ઈશ્વરદત્ત દાન નથી. / બાલપણમાં રામમૂર્તિ ઘણા જ દુબળા પાતળા હતા. એ વર્ષની ઉંમરમાં જ તેમને / દમ થઈ ગયો હતો. તેમનું મુખ પીળું તેમજ રોગીયલ જણાતું / હતું. પોતાની દુર્બલતા ઉપર તેમને પોતાને પણ દુઃખ હતું. / ભીમ, લક્ષ્મણ, હનુમાન આદિ નરવીરોની કથા સાંભળી રામમૂર્તિ પણ તેમના / જેવા બળવાન બનવા ચાહતા હતા. નિશાળમાં વાંચતાં-લખતાં પણ તેઓ / બળવાન બનવાનો જ વિચાર કરતા હતા.

કેવળ કલ્પનાના ઘોડા દોડાવવાથી / મનોરથ સિદ્ધ થતાં નથી. કર્મવીર પુરુષો પોતાની કલ્પનાને કાર્યરૂપમાં પરિણત / કરે છે અને સંસારમાં વિજયી બને છે. બાળક રામમૂર્તિએ / પણ વ્યાયામ કરવાનો પ્રારંભ કરી દીધો. પોતાની નિશાળમાં પણ / તે ફુટબોલ આદિ રમતોમાં રસ લેવા લાગ્યા. કેટલાંક દિવસો / સુધી પરદેશી રીતે પણ કસરત કરી પરંતુ તેથી તેમને કશો / લાભ જણાયો નહિ. આખરે તેમણે દેશી રીતે જ કસરત કરવાનું ચાલુ / રાખ્યું. અખાડામાં નિયમિત જઈ દંડ-બેઠક કરતા અને કુસ્તી લડતા. / આ તેમનો દૈનિક કાર્યક્રમ થઈ પડયો હતો. તેઓ કહે છે / કેઃ—

પ્રારંભમાં તો કસરત કરવાથી મારું શરીર અકડવા લાગ્યું. અને / આ કારણે હું અડધી કસરત કરીને જ છોડી દેતો. અખાડામાં / જવું પણ મુશ્કેલ જણાતું હતું, પરંતુ મેં મારા કાર્યમાં સફળ / થવાની પ્રતિજ્ઞા કરી લીધી હતી. મેં તો પહેલેથી જ નિશ્ચય / કરી લીધો હતો કે, જો મને શારીરિક શક્તિ પ્રાપ્ત નહિ / થાય તો હું જીવિત નહિ રહું. આખરે મારો નિશ્ચય ફળ્યો / અને મારા કાર્યમાં મને સફળતા મળવા લાગી. ધીરે ધીરે મેં વધારે / કસરત કરવા માંડી. હું સવારમાં વહેલો ઊઠી ત્રણ ગાઉ સુધી / દોડવા જતો અને પછી અખાડામાં જઈ ખૂબ કુસ્તી કરતો. કુસ્તી / કર્યા બાદ પાછો ત્રણ ગાઉ દોડવા જતો અને ઘેર આવી / મારા શિષ્યો સાથે કુસ્તી લડતો. તે વખતે મારા અખાડામાં લગભગ / દોઢસો યુવાનો વ્યાયામ કરવા આવતા હતા. આ યુવાન મિત્રો સાથે / કુસ્તી કર્યા બાદ હું તળાવમાં તરવા જતો. આટલી કસરત કર્યા / બાદ હું એટલો બધો થાકી જતો કે પછી ઊભા રહેવાની / પણ ઈચ્છા ન થતી. આજ પ્રમાણે સાંજે પણ પંદરસોથી / શરૂઆત કરી લગભગ ત્રણ હજાર સુધી દંડ અને પાંચ હજારથી / લઇ દશ હજાર સુધી બેઠક કરતો. આજ મારો દરરોજ વ્યાયામ / કરવાનો ક્રમ હતો. આ પ્રમાણે નિયમિત કસરત કરવાનું શુભ પરિણામ / એ આવ્યું કે, સોળ વર્ષની ઉંમરમાં જ મારામાં એટલી બધી શક્તિ / આવી ગઇ કે, નારિયેલના વૃક્ષને હું જોરથી ધક્કો મારતો તો / બેત્રણ નારીયેળ તૂટીને નીચે પડતાં.

તે રામમૂર્ત્તિનું ભોજન પણ / ગજબનું હતું. આજકાલના વિદ્યાર્થીઓ તો થોડું ઘણું ભોજન કરતાં જ પેટ / દુઃખવાનાં અને અપચો થવાનાં રોદણાં રોવા લાગે છે. આનું મુખ્ય / કારણ એ જ છે કે, જે ભોજન તેઓ કરે છે તે / ભોજનને પચાવી લોહી બનાવવાની શક્તિ તેમનામાં રહેવા પામતી નથી. પરંતુ / રામમૂર્ત્તિએ તો ભોજનને પચાવી લોહી બનાવવાની શક્તિનો સંચય કર્યો / હતો.

દહીં તો તેમનું અભીષ્ટ ભોજન હતું. દિવસના બાર વાગે / કસરત, ભોજન આદિથી નિવૃત્ત થઈ તે બદામનું શરબત પીતા. બે / કલાક બાદ ત્રણ શેર દહીં, શાક, ભાત તથા અડધો / શેર ઘી ખાતા. રાત્રે થોડાં ભાત તથા દહીં ખાતા. દિવસમાં / બે ત્રણ શેર બદામ ખાઈ જતા અને કોઇ કોઇવાર એકાદ / શેર મલાઈમાં સોના–ચાંદીનો વર્ક પણ ચાટી જતા. તેમને દૂધ પસંદ / ન હતું. તેઓ માંસ, માછલી, શરાબ આદિ દુર્વ્યસનોથી સદા દૂર / રહેતા અર્થાત્ તેમણે આ અભક્ષ્ય વસ્તુઓનો પહેલેથી જ ત્યાગ કર્યો હતો.

---

# પાઠ ૧૦૫ મો

## સંકેત લિપિમાં લખો

પ્રો. રામમૂર્તિનું બળ તો અસાધારણ વધી ગયું. દેહ પણ સુડોળ / બની ગયો પરંતુ હવે રામમૂર્તિના મનમાં પોતાના બળની પરીક્ષા આપવાનો તનમનાટ પેદા થયો. સંયોગની વાત છે કે, તેજ સમયે યુજેન / સેન્ડો નામનો પ્રસિદ્ધ યુરોપીયન પહેલવાન કે જેની ડમ્બેલ્સની કસરત આજે / ભારતવર્ષમાં પણ પ્રચલિત થઈ રહી છે તે સંસારમાં પોતાનો વિજયડંકો / બજાવતો અને સંસારના પ્રસિદ્ધ પ્રસિદ્ધ પહેલવાનોને પરાજિત કરતો હિન્દુસ્તાનમાં આવી / પહોંચ્યો. જ્યારે તે મદ્રાસ આવ્યો ત્યારે પ્રો. રામમૂર્તિ તેના / બળની પરીક્ષા કરવા માટે વ્યાકુળ થઇ ગયા. આ વિષે રામમૂર્તિ / પોતે કહે છે કે:—

સેન્ડોના બલની પરીક્ષા કેવી રીતે થાય અને / તેની સામે ટકી શકીશ કે નહિ એ જાણવા માટે હું / ઉદ્વિગ્ન થઇ ગયો. આખરે મેં સેન્ડોના એક નોકરની સાથે / મિત્રતા બાંધી. એક દિવસ મેં તેના નોકરને ઉન્માદક ચીજ ખવડાવી દીધી / અને જ્યારે તે નશાવાળી ચીજનું ઘેન ચડવાને કારણે તે નોકર / નિદ્રાધીન થઇ

ગયો ત્યારે હું સેન્ડોના તંબૂમાં ઘુસી ગયો અને / સેન્ડોના ડમ્બેલ્સ ઉપર મેં પ્રયોગ કરી જોયો. પ્રયોગ કરવાથી મને / તરત જ વિશ્વાસ થઇ ગયો કે સેન્ડો કેવલ પોતાની ચાલાકીથી જ / કીર્તિ મેળવી રહ્યો છે. તે બળવાન જરૂર છે પરંતુ તે / બહારથી પોતાનું બળ–પરાક્રમ જેટલું બતાવે છે તેટલું તેનામાં બળ– / પરાક્રમ નથી. બીજે જ દિવસે મેં તેને ચેલેન્જ ફેંકી અને / કુસ્તી લડવા આહ્વાન કર્યું. પરંતુ સેન્ડો સમજી ગયો કે, / હું તેના કરતાં વધારે બળવાન છું, એટલા માટે તેણે એવી / યુક્તિદ્વારા પોતાની આબરૂની રક્ષા કરી કે, હું કાળા માણસની સાથે / કુસ્તી લડવા તૈયાર નથી. મને એવી આશા હતી કે, સેન્ડોની / સાથે કુસ્તી લડવાથી અને તેને હરાવવાથી મારી પ્રસિદ્ધિ થશે પરંતુ / તેણે તો કુસ્તી લડવાની જ ના પાડી અને મારા મનની / વાત મનમાં જ રહી ગઇ.

ગમે તે હો, સેન્ડોને જોવાથી / રામમૂર્તિના મનમાં પણ દેશ–પરદેશમાં ભ્રમણ કરી પોતાના બલનું પરાક્રમ / જનસમાજને બતાવવાની ઇચ્છા પેદા થઈ. પહેલાં તો તે કોઈ / સરકસમાં દાખલ થઇ પોતાનું બલ–પરાક્રમ બતાવવા ચાહતા હતા પરંતુ / સ્વર્ગીય લોકમાન્ય તિલકની પ્રેરણા તેમજ મદદથી તેમણે પોતાનું એક જુદું જ / સરકસ ઉભું કર્યું. સેન્ડોએ વજન ઉપાડવામાં વધારે પ્રસિદ્ધિ મેળવી હતી. / તે સેન્ડો પચાસ મણનું વજન ઉપાડી લેતો હતો. રામમૂર્ત્તિ તે / વજનથી બેગણું, ત્રણગણું વજન ઉપાડી શકતા હતા. પોતાના ખેલમાં રામમૂર્ત્તિ / લગભગ સો મણનો હાથી છાતી ઉપર ઊભો રાખતા હતા / એ વાત તો જગપ્રસિદ્ધ છે.

રામમૂર્ત્તિ હિન્દુસ્થાનમાં પોતાના બળનો વિજય / ડંકો બજાવી વિદેશમાં પણ ગયા હતા. ઇંગ્લેન્ડ, ફ્રાંસ આદિ યુરોપીય / દેશોમાં પણ તેમની પ્રતિષ્ઠા જામી ગઈ હતી. એટલું જ નહિ, તેમની / વીરતા જોઇ કેટલાય વિદેશીઓ મનમાં બળવા લાગ્યા હતા. તે વિદ્વેષી / વિદેશીઓએ રામમૂર્ત્તિને મારી નાંખવાની પણ કોશીશ

કરી હતી. મલાકા દ્વીપમાં / તેમને બેવાર વિષ આપવામાં આવ્યું હતું. પહેલી વાર તો વિષનું કોઇ / લક્ષણ પણ જાણવામાં ન આવ્યું. તેમની પ્રદીપ્ત જઠરાગ્નિએ એ વિષને / પણ પચાવી લીધું. પરંતુ બીજીવાર તેમને એટલું બધું વિષ આપવામાં / આવ્યું કે તેટલા વિષપાનથી બળવાન ઘોડો પણ મૃત્યુ પામે. વિષનું / લક્ષણ જણાતાં જ રામમૂર્ત્તિએ લંગોટ બાંધી પાંચ હજાર દંડ પીલી / નાખ્યા. દંડ કરવાથી આખા શરીરમાંથી પરસેવો નીકળવા માંડયો. આ પ્રસ્વેદની / સાથે ઘણું ખરું વિષ તો બહાર નીકળી ગયું તો પણ કેટલાક દિવસ સુધી / તેમને બીછાના ઉપર પડયા રહેવું પડયું. આ જ પ્રમાણે ફ્રાંસમાં પણ / કેટલાક દુષ્ટોએ માયાજાળ રચીને તેમને મારી નાંખવાનો પ્રયત્ન કર્યો હતો. / રામમૂર્ત્તિ પોતાની છાતી ઉપર હાથીને ચડાવ્યા પહેલાં એક પાટીયું એટલા / માટે મૂકે છે કે આ પાટીયા ઉપર હાથી પોતાના પગ સારી રીતે રાખી શકે અને તેથી હાથીનો બધો ભાર પોતાની છાતી ઉપર જ પડે. પરંતુ ત્યાંના દુષ્ટોએ રામમૂર્ત્તિના યુરોપીયન મેનેજરને / પ્રલોભન આપી તે પાટીયાના અધવચ્ચે બે ટૂકડા કરી નાંખ્યાં અને / પછી સરેસથી તે બે ટૂકડાને જોડી દીધાં.

( ક્રમશઃ )

---

# પાઠ ૧૦૬ મો

## સંકેત લિપિમાં લખો

જેવો હાથી રામમૂર્ત્તિની છાતી ઉપર ચડયો કે છાતી ઉપર રાખવામાં / આવેલા પાટીયાનાં તરત જ બે ટૂકડાં થઇ ગયાં. હાથીનો એક પગ રામમૂર્ત્તિની છાતી ઉપર આડો પડી ગયો. પરિણામે તેની પાંસળીનાં ત્રણ હાડકાં ભાંગી ગયાં અને તેઓ ત્યાં જ બેહોશ થઇને

પડી ગયા. પછી ફ્રાંસના અનેક ચતુર ડૉકટરોની કૃપાથી સારા તો થઇ / ગયા પરંતુ તેમને છ અઠવાડિયા સુધી હોસ્પીટલમાં રહેવું પડયું. આ જ / કારણે રામમૂર્ત્તિ જર્મની જઈ ન શકયા. તેઓ તો અમેરિકા, ઑસ્ટ્રૅલિયા / આદિ અનેક સ્થળોએ પણ જવા ચાહતા હતા પરંતુ કેટલાક વિઘ્નો / ઉપસ્થિત થવાને કારણે ત્યાં જઈ ન શકયા. પ્રો. રામમૂર્તિએ યુરોપના / પહેલવાનોને કુસ્તી લડવા માટે આહ્વાન કર્યું હતું પરંતુ કોઇએ તેમનું / આહ્વાન સ્વીકાર્યું નહતું. પ્રો૦ રામમૂર્ત્તિની પહેલાં જ ગામા તથા / ઇમામબખ્સ નામના બે પ્રસિદ્ધ ભારતીય પહેલવાનોએ ઇંગ્લેન્ડમાં જઈ સ્ટેન્સેલર્સ જિવિસ્કો / નામના રશિયાના પહેલવાનને હરાવ્યો હતો. એટલા માટે હેકેન સ્મિથ નામનો પ્રસિદ્ધ યુરોપીય / પહેલવાન પણ તેમની સામે આવવાની હિંમત કરી શકયો નહિ.

પ્રો૦ રામમૂર્તિનો જન્મ દક્ષિણ ભારતના આન્ધ્ર પ્રદેશમાં વીરઘટ્ટમ નામના ગામમાં થયો / હતો. તેમના પિતા પોલીસ ઇન્સ્પેકટર હતા. રામમૂર્તિએ હવે ખેલ બતાવવાનું બંધ કરી દીધું છે. તેમની આંતરિક ઇચ્છા એવી છે કે / ભારતના પ્રત્યેક ખૂણામાં અખાડા ખોલવામાં આવે અને ભારતીય બાળકો તેમજ / યુવાનોમાં વીરતાનો સંચાર કરવામાં આવે. આ મહત્ત્વપૂર્ણ કામને વેગ આપવા માટે તેમણે એક યોજના પણ તૈયાર કરેલ છે. તેમની આ / યોજનાનો ઇન્દોર રાજયે પોતાની સ્કુલો માટે સ્વીકાર પણ કર્યો છે. / પ્રો૦ રામમૂર્ત્તિ કેવળ બળવાન જ નહિ, બુદ્ધિમાન પણ છે. તેમણે એન્ટ્રૅન્સ સુધી અંગ્રેજી અભ્યાસ પણ કર્યો છે. તેઓ સંસ્કૃત પણ / જાણે છે અને હિન્દી પણ સારી રીતે બોલી શકે છે / તેઓ બ્રહ્મચર્યના કટ્ટર પક્ષપાતી છે. ઊગતી યુવાનીમાં તેમની છાતીનો ઘેરાવો / ૪૮ ઈંચ જેટલો હતો અને જ્યારે પોતાની છાતી ફુલાવતા ત્યારે / છાતીનો ઘેરાવો ૫૬ ઈંચ સુધી થઇ જતો. તે ખૂબ જ

